# 18. સોના જેવી સવાર



**ચન્દ્રકાન્ત શેઠ**

**જન્મ : 1938**

ચન્દ્રકાન્ત ત્રિકમલાલ શેઠનો જન્મ પંચમહાલ જિલ્લાના કાલોલમાં થયો છે. વરસો સુધી કૉલેજમાં અધ્યાપન કાર્ય કર્યું છે. કવિતા, નિબંધ, વિવેચન, નાટક, વાર્તા, સંપાદન, અનુવાદ વગેરે અનેક સાહિત્યસ્વરૂપો તેમણે સફળતાથી ખેડ્યાં છે. બાળપણ તેમજ કિશોરવયનાં સંસ્મરણો આલેખતી એમની 'ધૂળમાંની પગલીઓ'ને સાહિત્ય અકાદમી-દિલ્હીનો ઈ.સ. 1986નો પુરસ્કાર પ્રાપ્ત થયો હતો. આ સિવાય પણ તેમને અન્ય પુરસ્કારો પ્રાપ્ત થયા છે. બાળકો અને પ્રૌઢો માટેના ગીતસંગ્રહો તેમણે આપ્યા છે.

આ કાવ્યમાં કવિએ સોના જેવી ઊગતી સવારનાં એક એકથી ચઢિયાતાં મન ભરી દે તેવાં વિવિધતાભર્યાં ચિત્રો ખડાં કર્યાં છે. શબ્દોની સહાયથી કેવાં અસરકારક - હૃદયસ્પર્શી ચિત્રો આપી શકાય છે, તે આ કાવ્ય દર્શાવે છે.

ભરીભરીને સવાર પીધી,
સોના જેવી સવાર છે જી.
ફૂલફૂલને પીવા દીધી,
સોના જેવી સવાર છે જી.
પાનપાનમાં ટશરે ટમકી,
સોના જેવી સવાર છે જી.
ટહુકે ટહુકે ચોગમ રણકી,
સોના જેવી સવાર છે જી.
ક્યાંક કમળ-સરોવરમાં ચમકી,
સોના જેવી સવાર છે જી.
પનઘટ પર બેડામાં ઝબકી,
સોના જેવી સવાર છે જી.
મોરપિચ્છમાં ફર-ફર ફરકી,
સોના જેવી સવાર છે જી.



રાતી હથેલીઓમાં છલકી,
સોના જેવી સવાર છે જી.
વાદળ-વાદળ રંગે ઢળતી,
સોના જેવી સવાર છે જી.
પતંગિયાની પાંખે લળતી,
સોના જેવી સવાર છે જી.
માટીના કણકણમાં ગહેકી,
સોના જેવી સવાર છે જી.
તડકામાં તાજપથી મહેકી,
સોના જેવી સવાર છે જી.
હસતાં-હસતાં મનમાં ઊગી,
સોના જેવી સવાર છે જી.
રમતાં-રમતાં ઘરમાં પૂગી,
સોના જેવી સવાર છે જી.

## ● ટિપ્પણ

**ટશરે** કુમળા પાનની ઝીણી લાલ રેખામાં, લાલ રેખાવાળા કુમળા પાનમાં **ટમકવું** ધીમા-આછા પ્રકાશથી ચમકવું **રણકી** રણકારા કર્યા. **પનઘટ** જ્યાં સ્ત્રીઓ પાણી ભરતી હોય તે જળાશય કે તળાવનો ભાગ, કૂવો, વગેરે **ઝબકી** ચમકી **છલકી** છલકાઈ, ઊભરાઈ **લળતી** ઉમંગથી ડોલતી આવી. **ઢળતી** નમી પડતી **ગહેકી** મહેકી ઊઠી, હરખાઈ ઊઠી. **મહેકી** સુગંધ ફેલાવી. **તાજપથી** તાજગીથી **પૂગી** પહોંચી

## ● ભાષા સજ્જતા

### ● નીચેનાં વાક્યો વાંચો :

1. તેમણે જવાબ આપ્યો.
2. હવે રથ છોડી નાખ.
3. શ્રીકૃષ્ણે ઘોડા છોડી નાખ્યા.

ઉપરનાં વાક્યોમાં **'જવાબ'**, **'રથ'** અને **'ઘોડા'** જેવાં એક-એક કર્મ છે. આમ, **'આપવું'** અને **'નાખવું'** એ ક્રિયાપદોને એક-એક કર્મ છે. આવાં ક્રિયાપદોને એક કર્મક કે સકર્મક ક્રિયાપદો કહે છે. ટૂંકમાં, વાક્યનો અર્થ પૂરો કરવા જે ક્રિયાપદને કર્મ લગાડવાની જરૂર પડે છે તે ક્રિયાપદને **સકર્મક ક્રિયાપદ** કહેવાય. આ ઉપરાંત **ખાવું, મારવું, વાંચવું, મૂકવું, તોડવું, ફોડવું** વગેરે ક્રિયાપદો પણ સકર્મક તરીકે આવે છે.

## ● અભ્યાસ

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તરો આપો :

1. સવાર ક્યાં ચમકી ઊઠી છે ?
2. તડકાની સવાર ઉપર શી અસર થઈ ?
3. મનુષ્યના મનમાં સવાર કેવી રીતે ઊગે છે ?
4. પ્રકૃતિનાં કયાં-કયાં તત્ત્વો સવારને વધાવે છે ?

## ● સ્વાધ્યાય

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તરો લખો :

1. સવાર કોના ટહુકે ચારે દિશાઓમાં રણકી ઊઠી છે?
2. સવાર ક્યાં ઝબકી છે ?
3. કોની રાતી હથેળીઓમાં સવાર છલકી ઊઠી છે ?
4. પતંગિયાની પાંખ ઉપર સવારની શી અસર થઈ છે ?
5. હસતાં-હસતાં મનમાં ઊગી' અને 'રમતાં-રમતાં ઘરમાં પૂગી' દ્વારા કવિ શું કહે છે ?

**2. સૂચવ્યા મુજબ કરો :**

1. તમે જોયેલ નદી કે દરિયાકિનારા સંદર્ભે દસ શબ્દો લખો.
2. આ દસ શબ્દોનો વાક્યપ્રયોગ કરો.
3. આ દરેક વાક્યોમાં તમારી કલ્પનાનો એક શબ્દ ઉમેરો.
4. બધાં વાક્યો યોગ્ય વિરામચિહ્નોના ઉપયોગ સાથે ફરીથી ફકરા સ્વરૂપે લખો અને તમારા સહાધ્યાયી મિત્રો સમક્ષ એનું વાંચન કરો.

**3. નીચે આપેલી કાવ્યપંક્તિઓનો ભાવાર્થ લખો :**

1. ટહુકે-ટહુકે ચોગમ રણકી,
   સોના જેવી સવાર છે જી.
2. પતંગિયાની પાંખે લળતી,
   સોના જેવી સવાર છે જી.

**4. નીચેનાં જોડકાં યોગ્ય રીતે ગોઠવી વાક્યસ્વરૂપે લખો :**

સોના જેવી સવાર

| | |
|---|---|
| બેડામાં | છલકી |
| તડકામાં | રણકી |
| ટહુકામાં | ચમકી |
| સરવરમાં | ઝબકી |
| | મહેકી |

**5. આ કાવ્યમાં આવતા સરખા ઉચ્ચારવાળા શબ્દ જોડી શોધીને લખો :**

ઉદાહરણ : પીધી - દીધી

**6. નીચેનાં વાક્યોમાંથી 'કર્તા', 'કર્મ' અને 'ક્રિયાપદ' અલગ તારવી આપો :**

1. મોહને રોટલા ખાધા.
2. નયનાએ પાઠ વાંચ્યો.
3. કનૈયાએ મટકી ફોડી.
4. માટીના કણેકણમાં મહેકી.
5. ગૌરીએ છાશ મૂકી.